*Easy Infants' reader Part I & II*

# સરળ બાળવાચન

ભાગ ૧-૨

Prepared by,

**Mohanlal P. Bhatt**

Retired Gujarati Assist. Deputy Educational
Inspector, KARACHI.

યોજનાર :

**મોહનલાલ પ્રભાશંકર ભટ્ટ**

વાનપ્રસ્થ ગુજરાતી આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ
ઇન્સ્પેક્ટર, કરાચી.

આવૃત્તિ પહેલી
પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૬
ઈ. સ. ૧૯૨૯

કિંમત બે આના.

*Easy Infants' reader Part I & II*

# સરળ બાળવાચન

ભાગ ૧–૨

Prepared by,

**Mohanlal P. Bhatt**

Retired Gujarati Asssit. Deputy Educational
Inspector, KARACHI.

યોજનાર :

**મોહનલાલ પ્રભાશંકર ભટ્ટ**

વાનપ્રસ્થ ગુજરાતી આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ
ઇન્સ્પેક્ટર, કરાચી.

આવૃત્તિ પહેલી — સંવત ૧૯૮૬

પ્રત ૨૦૦૦ — ઈ. સ. ૧૯૨૯

કિંમત બે આના.

# પુસ્તક મળવાનાં ઠેકાણાં

૧ કર્તા પાસેથી.

૨ આદિત્યમુદ્રણાલય, રાયખડ, અમદાવાદ

૩ જગજીવન જટાશંકર પાઠક,

રફુશરોડ- રણછોડ બિલ્ડીંગ.

રામસ્વામી ગાડીખાતા-કરાચી.





મુદ્રણસ્થાન : આદિત્યમુદ્રણાલય, રાયખડ રોડ, અમદાવાદ
મુદ્રક : ગજાનન વિશ્વનાથ પાઠક

# નિવેદન.

વાચન શીખવવા માટે આજ સુધી આપણે લીધેલા જુદા જુદા માર્ગો ઓછીવત્તી ખામીવાળા છે જ એમ સૌ કોઇ સ્વીકારશે. આવા સંજોગોમાં અનુભવીઓએ વિવિધ પ્રકારના બાળપોથીનાં પુસ્તકો બહાર પાડયા છે. આ વિવિધ અખતરામાં મને અનુભવથી એમ જણાયું છે અને બીજાઓ પણ એમ જ કહે છે કે બે ત્રણ વરસ શાળામાં ગાળ્યા પછી પણ છોકરાંનું વાચન મોટે ભાગે સમજણ વગરનું, ઢીલું, નબળું અને નીરસ કે ભાવ વગરનું હોય છે.

વાચન શિક્ષણમાં "**જાણેલી ચીજો તરત કલ્પનામાં આવે એવા સહેલા શબ્દોનું વાચન**" અને "**જુદા જુદા અક્ષરો અને શબ્દો ઉપર સમજપૂર્વક આંખને દોડતી કરવા માટે- અથવા આંખને કેળવવા માટે પુષ્કળ સહેલી સામગ્રી**" આ બે બાબતોને હું વિશેષ અગત્યની માનું છું. તેથી એ બે હેતુને સિદ્ધ કરનારૂં વાચનનું સાધન બાળકોના હાથમા આપવામાં આવે તો અવશ્ય સારૂં પરિણામ આવે એમ માનીને આ પુસ્તકની રચના **શબ્દાદ્યપદ્ધતિ** ઉપર ગોઠવી છે. "**મા**" અને "**મમ**" જેવા **અતિપરિચિત** શબ્દો પહેલા લઈ સરસ્વતી માતાને ખોળે બેસવા જતા બાળક પાસે **નમન** કરાવી આરંભ કરવાનું મેં પસંદ કર્યું છે. પાઠને મથાળે આવા જે શબ્દો આપ્યા હોય તેને લગતું **ચિત્ર, વસ્તુ કે ક્રિયાદ્વારા પ્રદર્શન** કરાવ્યા **પછીજ** તે શબ્દ કેવી રીતે લખાય વંચાય તે છોકરાંને બતાવવું. તે પછી શબ્દના અક્ષરોને છુટા પાડી બતાવીને બરાબર ઉચ્ચારથી નવો મૂળાક્ષર શીખવવો. આથી બાળકોને હાલના કરતાં વધારે રસ મૂળાક્ષરના શિક્ષણમાં જરૂર પડશે એમ મારૂં માનવું છે.

વડીલ વર્ગ કે શિક્ષકની બરાબર દેખરેખ નીચે પણ જેમ બને તેમ એમની ઓછી મદદ લઇને, છાપેલા શબ્દો સાથે પોતાની કલ્પનાને જોડી, મોટે ભાગે **સ્વાશ્રયથી** જ બાળક ધામેધામે પણ સરળ રીતે ને સમજ પૂર્વક વાચનમાં આગળ વધી શકે એવી યોજના આ પુસ્તકમાં ગોઠવવા બનતો પ્રયાસ કર્યો છે.

વાચનની સરળતાની સાથે ઉચ્ચારોની સરળતા ઉપર પણ ધ્યાન આપવાની જરૂર છે. અને તેથી ગ, જ, ત, થ, ક, ધ,

ન અને લ ના ઉચ્ચારો ઘણા પાકા થયા પછીજ ઘ, ઝ, ટ, ઠ, ડ, ઢ, ણ અને ળ ના ઉચ્ચારો કરવાનો વખત આવે એવો ક્રમ આ પુસ્તકમા યોજ્યો છે. ડ ના બેઉ જાતના ઉચ્ચારોનો તફાવત સમજાવવા બે જુદા શબ્દસમૂહ ગોઠવ્યા છે. અનુસ્વારના બે ઉચ્ચારો સમજાવવા પૂરતી સંખ્યામા યોગ્ય શબ્દો આપ્યા છે.

આપણે બધા એમ માનીએ છીએ કે બાળકોને ચિત્રો તો જોઇએ જ. પણ બીજી બાજુ આ પુસ્તકનો એ હેતુ પણ છે કે બાળકોને વાંચવાની પુષ્કળ સામગ્રી આપવી. આ બન્ને હેતુ પાર પાડવા જતાં પુસ્તકનું કદ ઘણું વધી જાય છે. વળી જુની ઘરેડ છોડી નવે માર્ગે જવાનું ઘણાને પસંદ પડતું નથી. એથી કદાચ આ પુસ્તકની વધારે માગણી ન પણ થાય. એમ માનીને આ પહેલી આવૃત્તિ અખતરા ખાતર ચિત્ર વિનાની જ પ્રસિદ્ધ કરી છે. ચિત્રો આપી શકાય તેવી ગોઠવણ તો પહેલેથી જ રાખી છે. જો આ પુસ્તકની માગણી વધશે તો યોગ્ય સુધારા કર્યા પછી બીજી આવૃત્તિમાં ચિત્રો આપવામાં આવશે. ચિત્રો આપ્યા પછી બે ભાગના બે જુદાં પુસ્તકો રાખવાની ઇચ્છા છે.

આજ સુધી આપણે લીધેલા માર્ગ કરતાં આ પુસ્તકને માર્ગે કામ લેવાથી બાળકોની જહેમત અને અમુલ્ય વખતનો બચાવ થઇ શકશે એવી મને શ્રદ્ધા છે. માટે શિક્ષક ભાઇઓને આ અખતરો શ્રદ્ધાપૂર્વક કરી જોવા હું વીનવું છું.

મારા શરીરની હાલત અને ગામડાના નિવાસને અંગે પ્રુફો સુધારવામાં કે ઘટતા સુધારા કરવામાં હું યોગ્ય મદદ મેળવી શક્યો નથી. વળી છાપતાં ટાઇપોના ભાંગી પડવાથી પણ કેટલીક ભૂલો થઇ છે. માટે જે શબ્દ કે વાક્ય સંશયવાળું કે ભૂલવાળું માલમ પડે તેને સુધારવાની કે તેના ઉપર છેકો મારીને રદ કરવાની હું સર્વને પ્રાર્થના કરૂં છું.

આ પુસ્તકના ઉપયોગનું પરિણામ અને તેમાં ઘટતો સુધારો વધારો કરવાની સૂચના, મને શિક્ષક બંધુઓ લખી મોકલશે તો હું તેમનો આભાર માનીશ.

પછેગામ, પોષ્ટ–વળા
કાઠીઆવાડ
તા. ૨૧–૧૧–૧૯૨૯

**મોહનલાલ પ્રભાશંકર ભટ્ટ.**

# સરળ બાળવાચન.

## ભાગ ૧.



### પાઠ—૧. ન. મ.

મા.　　　નમન.　　　મમ.

---

| | | | | |
|---|---|---|---|---|
| મ—મ | મ. મા | | ન—મ—ન | ન. ના. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| મા | મમ | મામા | ના<br>નાના | નમ<br>નામ | મન<br>માન |

મા, મમ.

મા, મામા.

મામા, મમ.

મામા, મમ-મમ.

મા, નમન.

મામા, નમન.

નાના મામા, નમન.

---

## પાઠ—૨. ગ. પ.

મગ. પગ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| મ—ગ | ગ. ગા | | પ—ગ | પ. પા. | |
| મગ<br>માગ | ગમ<br>ગામ | મગન | પા | પાન | પગ |

મા, ગા.
મગન, આ.
ગા, મગન, આ.

મા, પા.
મગન, પા.
મામા, પાન.
મગન, પાન માગ.

## પાઠ—૩. ય.

ગાય. ગા—ય. ય. યા.

| | | | | |
|---|---|---|---|---|
| ગાય | ગયા | ગાયન | નમાય | મનાય |

મા, ગાય.
મામા ગયા ?
મામા ગામ ગયા.
મા, મગન ગાય ?
મગન, ગાયન ગા.

## પાઠ—૪. થ. ર.

નથ. રથ. થ. થા. ર. રા.

---

| | | | | |
|---|---|---|---|---|
| ચા | રમા | રામ | પથરા | નરમ |
| ચાય | મારા | રમ | નાગર | ગરમ |
| થયા | પારા | રાગ | રમાય | મમરા |

---

મગન, રથ.
નાગર, રામ—રામ.
રમા, નથ માગ.
મમરા ગરમ થયા.

---

## પાઠ—૫.

० १
० ० २
० ० ० ૩
० ० ० ० ४
० ० ० ० ० ૫
० ० ० ० ० ० ૬

---

મારા ૨ પગ થાય.

ગાયના ૪ પગ થાય.

નાગરના ૩ પારા થયા.

મગનના ૬ પારા થયા.

રમાના ૫ પારા થયા.

---

## પાઠ—૬. ક.

નાક. કાન. ક. કા.

---

| | | |
|---|---|---|
| કાકા | કાપ | મકન |
| કામ | કથા | કરાય |
| કર | થાક | કપાય |

---

મકન, કામ કર.

રમા, નાના કાકા.

૧ નાક, ૨ કાન, ૨ પગ.

---

## પાઠ—૭. ત. લ.

તલ. કાતર. ત. તા. લ. લા.

| | | | | |
|---|---|---|---|---|
| ગાલ | તારા | તાપ | કલમ | રમત |
| માલ | રાતા | તાર | મલમ | તમારા |
| લાલ | તાલ | તરત | રતન | તમામ |

તમારા તલ.

મારા રાતા પારા.

મગનલાલ ગયા ?

મગનલાલ કાલ ગયા.

## પાઠ—૮. ચ.

૪ = ચાર. કાચ.

| | | | |
|---|---|---|---|
| ચા | ચાલ | પાકા | ચમચા |
| ચાક | કાચા | ચમન | ચાકર |

રમા, ચાક માગ.
કાચ મગાય ?
કાચના પારા માગ.
ચાલ, ચમન, રમત કર.
ચાર ચમચા થયા.

---

## પાઠ—૯.

o o o o o o ૬
o o o o o o o ૭
o o o o o o o o ૮
o o o o o o o o o ૯
o o o o o o o o o o ૧૦

| | | | |
|---|---|---|---|
| મગ | ચા | નાક | રમ |
| રથ | મા | કાન | રમાય |
| પગ | પા | ચાલ | કર |
| તલ | ગા | ચાક | કરાય |
| મગન | ના | કાચ | ચાલ |
| ચમન | થા | પાન | ચલાય |
| કલમ | મામા | ચાર | થયા |
| | કાકા | રામ | થાય |
| | | નામ | નમ |
| | | | નમાય |
| ૭ | ૮ | ૯ | ૧૦ |

## પાઠ—૧૦. સ.

૭ = સાત.    સલામ.

---

| | | | | |
|---|---|---|---|---|
| રસ | સાચ | મસ | તાસક | કાસમ |
| કસ | સાચા | સરસ | સામાન | કસરત |
| સારા | માસા | સરત | સાકર | |

---

મા, મા, સારા કાકા.

સારા કાકા, સલામ.

ના ચમન, નમન થાય.

સારા કાકા, નમન.

મકન માસા, નમન.

કાસમ, સલામ.

કાસમ, કસરત કર.

---

## પાઠ—૧૧. વ.

૯ = નવ. વા.

---

| | | | | |
|---|---|---|---|---|
| વાય | નવ | ચાવ | લવાય | માવતર |
| વર | વાત | સતારા | ચવાય | તલવાર |
| વાર | વાલ | સવાલ | વામન | વપરાય |
| વન | લાવ | થવાય | પવન | |

---

રતન. પારા લાવ.

વામન. સાકર લાવ.

ચમન, વાલ લાવ.

રમાના મગ.

મગનના નવા તલ.

ચાલ. નાગર. રમત કરાવ.

---

## પાઠ—૧૨. ી.

### તવી. વ. વા. વી. ચકલી. લ. લા. લી.

---

મામા, મામી
કાકા, કાકી
નાના, નાની
મારા, મારી
તારા, તારી
સારા, સારી

નવા, નવી
લીલા, લીલી
રાતા, રાતી
માસા, માસી
ચીકા, ચીચી
તમારા, તમારી

---

નાની ચકલી.
મામીની તવી.
મારી મામી,
તારી કાકી.
નાની કાકી સારી.
મારી મામી સારી.

---

## પાઠ-૧૩. બ.

બા. બાપા. બકરી.

---

| | | | | |
|---|---|---|---|---|
| બસ | ચાલી | ગીત | સીતા | તમારી |
| બાગ | વાગી | ગમી | બતાવ | પથારી |
| બાવા | કાચી | ચાલી | બતાવી | પાથરી |
| લાવી | પાકી | રમી | બનાવી | બરાબર |
| માગી | બારી | થાકી | રકાબી | પીવાય |

---

બા, મામી સાકર લાવી.

બાપા, કાકી તલ લાવી.

નાની બા, તાસ લાવ.

બબલી, રકાબી લાવ.

તલની તાસ, સાકરની રકાબી.

સીતા, ગીત ગા.

---

 

## પાઠ—૧૪. દ. ઈ.

૧૦ = દસ. દાદા. દાદી. રમાબાઈ.

---

| | | | |
|---|---|---|---|
| દીવા | વાદ | ગઈ | |
| દીવી | સાદ | થઈ | બદામ |
| ગાદી | કદી | બાઈ | દરબાર |
| દવા | દઈ | પાઈ | વરસાદ |
| દર | લઈ | કદાચ | |

---

દાદી બદામ દઇ ગઇ.

રમાબાઇ દવા લઈ ગઇ.

દાદા દવા પી ગયા,

દાદા થાકી ગયા.

બા પથારી પાથરી ગઈ.

---

# પાઠ–૧૫. ભ.

ભા. ભાઈ. ભાભી.

---

| | | | |
|---|---|---|---|
| ભાત | ભીલ | ભાર | ભારત |
| ભાગ | ભલા | ભમરી | ભગવાન |
| ભાગી | ભલી | ભરત | ભીમભાઈ |

---

ભાભી ભાત લાવી.

દરબાર ભાગ દઈ ગયા.

ભમરી ભાગી ગઈ.

ભાભી કાતર લઈ ગઈ.

ભાભી, ભાભી, ભરત ભર.

---

## પાઠ—૧૬. જ.

ગજ. જવ. ગાજર. જ. જા. જી=જી.

| | | | | |
|---|---|---|---|---|
| જા | રજ | તાજી | નજર | દરજી |
| જાય | રજા | ભાજી | નજીક | ભજન |
| જાગ | જયા | જીભ | બાજરી | જીવીબાઈ |
| જમ | જાગી | બીજી | મગજ | જગજીવન |
| જરા | માજી | બીજા | જમાય | મનજીભાઈ |
| તજ | રાજી | જવારા | જવાબ | |

દરજી ગજ લઈ ગયા.
નાનીબા, તારા જવારા બતાવ.
જયા મગજ લાવ.
દાદા ભજન કરવા ગયા.
જીવીબા તાજી ભાજી લાવી.
ભાજીથી બાપા રાજી થયા.
બાપા, જગજીવન જમવા જાય?
જગજીવન, જમવા જા.

## પાઠ–૧૭. છ.

૬ = છ.  છ. છા. છી.

---

| | | | | |
|---|---|---|---|---|
| છાપ | છાતી | છરી | માછલી | છાયલ |
| છાલ | પાછી | છાની | છીપલી | છાનીમાની |
| છબી | પછી | પાછલી | છગન | |

---

જીવીબા. તારી છરી લાવ.

જયા છાપ પાછી લઇ ગઇ.

ભાભી. મારા ભાઇની છબી બતાવ.

બાપા, છગન કસરત કરવા જાય ?

છગન. કસરત કરવા જા.

કસરતથી છાતી જબરી થાય.

---

## પાઠ—૧૮. શ.

શાક. છાશ. શીશી.

---

| | | | |
|---|---|---|---|
| વાશી | કાશી | દઈશ | માગીશ |
| માશી | શીશી | જઈશ | શવજીભાઈ |
| શાલ | લઈશ | લાવીશ | શામબાઈ |

---

જીવીબા, છાશ લાવીશ ?

છગન શીશી લઇ ગયા.

કાશી શાક દઇ ગઇ.

દાદાની શાલ પાછી લાવ.

શામબાઇ, બારી વાશી જા.

મારી છબી લાવી દઇશ ?

---

## પાઠ—૧૯. ઘ. ધ.

ઘર. ઘી. ધજા. બધી.

---

| | | | | |
|---|---|---|---|---|
| ઘા | ઘસ | દીધા | પીધી | ઘસાય |
| ઘાસ | ઘસી | લીધી | બધા | રાઘવજી |
| ઘારી | મધ | દીધી | ધીરજ | ધનબાઈ |
| ધન | લીધા | પાધા | વાઘરી | ધારસીભાઈ |

---

ધનબાઈ મધ લાવી.

જયા ઘારી લાવી.

જીવીબા સાકર લાવી.

શામબાઈ ધજા લાવી.

બધી જાતની ધજા લીધી.

ધીરજભાઈ આવી ગયા.

પછી જાત જાતની રમત કરાવી.

---

# પાઠ—૨૦. ખ.

નખ. માખી.

| | | | | |
|---|---|---|---|---|
| ખા | માખી | ખાસી | ખસ | ખબર |
| ખારી | ખીર | ખાધી | ખાસ | ખાખરી |
| તીખા | ખાવી | ખપ | ખાખા | ખાઈશ |
| તીખી | નાખ | લખ | ખમીસ | દરાખ |
| ચાખી | નાખી | લખી | વખત | ખબરદાર |

બા, ખીર કરીશ ?

કાશી, ખીર થઇ ગઇ.

જલદી જલદી ખાવા ચાલ.

શાક ખાખરી ખા. ખીર ખાખરી ખા.

કાશી ખીર ખાઇ ગઇ.

મગ તીખા થયા, જરા ખાધા.

પછી જરા દરાખ ચાખી.

## પાઠ–૨૧. આ.

અદબ. આ.

---

| | | | | |
|---|---|---|---|---|
| આ | આપી | અદબ | અમારા | અમીર |
| આજ | આર | અવાજ | અમારી | અમીજી |
| આમ | અલી | અનાજ | આદત | અકબરઅલી |
| આવ | આવી | અપાય | આભાર | આદમઅલી |
| આપ | અવાય | આકાશ | આપીશ | |

---

કાસમ, આમ આવ.
આ ચાર તારા મામા થાય.
આ અમીજી, આ અકબરઅલી, આ અલીભાઇ.
આ આદમઅલી બધાથી નાના.
કાસમ મામાજીની નજીક ગયા.
નીચા નમી સલામ કરી.
આથી બધા મામા રાજી થયા.
જાત જાતની રમવાની ચીજ,
તથા ભાતભાતની ખાવાની વાની,
આજ મામા આપી ગયા.

---

# પાઠ–૨૨. ઠ.

૮ = આઠ.        મઠ.

---

| | | | |
|---|---|---|---|
| પાઠ | ઠીક | ઠાલી | કાઠી |
| ઠાઠ | દીઠી | ઠામ | મીઠી |
| નાઠા | દીઠા | નાઠી | ઠાકરશી |

---

અલીભાઇ, આમ આવ.

આઠ બદામ લાવ.

ઠાકરશી, મઠની રકાબી લાવ.

ચાકથી મઠ લખી બતાવ.

અલીભાઈ, આઠ લખ.

ધનજી, ઠીક લખ.

---

## પાઠ–૨૩. ડ.

ગાડી. કડછી. વાડકી.

---

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગાડી | જાડા | ડાબા | બાડા | અડાય | ડગલી |
| ખાડા | જાડી | ડાબી | બાડી | અડીશ | |
| ડાઘ | પાડા | આડા | અડ | ડબા | |
| ડાઘા | પાડી | આડી | અડી | ડાબલી | |

---

| | | | | |
|---|---|---|---|---|
| કડી | રડી | કાગડા | ચડાય | બડાઈ |
| વડ | રડ | ઘડી | પડાય | વાછરડી |
| દડા | લડ | અડદ | સગડી | ખડખડ |
| દડી | લડી | કડબ | બગાડી | ગડગડ |
| ઘડ | કીડી | દાડમ | પછાડી | ઘડઘડ |
| ઘડી | બીડી | પાપડ | કમાડ | તડતડ |
| પડ | ફાડી | ખીચડી | લાકડી | દડદડ |
| પડી | વાડી | કાકડી | લડાઈ | પકડી |
| જડી | રમાડી | પાઘડી | ઘડાઈ | પકડાય |

---

ચમન, રમવા આવ.

આ અમારી ગાડી.

આ અમારી ગાયની વાછરડી.

આ જાડી પાડી.

આ મારી રમવાની ગાડી.

આ મારા નાના ભાઇની ચાલણગાડી.

તારી નાની ગાડી લઇ આવ.

પછી આ ગીત ગાઇ રમત કર.

---

ગીત.

ગડગડ. ગડગડ. ગડગડ. ગાડી.
ચડચડ. ચડચડ. ચડચડ, ગાડી;
ખડખડ. ખડખડ, ખડખડ, ગાડી,
દડદડ, દડદડ દડદડ ગાડી.
ખડખડ ગાડી, ખખડી ચાલી,
ગડગડ ગાડી, ગગડી ચાલી;
દડદડ ગાડી, દડતી ચાલી,
દડબડ, દડબડ. કરતી આવી.

---

## પાઠ—૨૪. ફ.

ફઈ. ફાનસ. બરફી.

| | | | | |
|---|---|---|---|---|
| ફર | ફી | ફરતી | મફત | ફડફડ |
| ફરી | માફ | ફરાય | ફક્ત | ફરામજી |
| સાફ | માફી | ફરીથી | ફાવીશ | ફરદુનજી |
| ફાકી | બાફી | ફરીશ | દફતર | |
| ફાડી | ફરવા | બરફ | ફરફર | |

જયા દફતર લઇ આવી.

પછી બરફી ખાઇ ફરવા ગઇ.

ભાઇ વાડી તરફ ફરવા લઇ ગયા.

આખી વાડી લીલી છમ દીઠી.

વાડીના વા ફરફર ફરફર વાય.

આથી જયા રાજી રાજી થઇ ગઇ.

## પાઠ—૨૫. ણુ.

લસણુ. ધાણા. પાણી.

---

| | | | | |
|---|---|---|---|---|
| વણુ | ચણા | કાણી | જમણુ | માખણ |
| જણુ | ઘણા | ગણી | જણુસ | આપણા |
| ગણુ | જણા | ઘણી | લગણુ | બરણી |
| પણુ | દાણા | મણી | કઠણ | વાણીઆ |
| ભણુ | ધાણી | રમણુ | ભણુવા | અડચાણુ |
| ભણી | કાણા | દાતણ | જમણુ | |

ભાણીબા ધાણી લાવી.
કાશી ચણા મમરા લાવી.
જયા ખાખરા લાવી.
રતન બરફી લાવી.
મણી મધ માખણ લાવી.
રમા લીલા ધાણાની ચટણી લાવી.
ઘરઘરની રમત કરી બધી ખાવા લાગી.
ખાઇ પાણી પી બધી ભણુવા ગઈ.
રમણુભાઇ પણુ ભણુવા ગયા.

---

## પાઠ—૨૬. હ.

હા. હાથ. હીરા.

---

| | | | | |
|---|---|---|---|---|
| હતી | નાહી | હાજર | વહાલી | અહમદઅલી |
| હરી | ડાહી | બહાર | હજામ | મહમદઅલી |
| હાલી | કહી | હસન | હજામત | હાસમભાઈ |
| વાહ | રહી | નહાવા | હરનાથ | |
| હવા | હાર | વહાલ | હરજીવન | |

---

બા. હીરા નાહી રહી ?

હા, ભાઇ, નાહી રહી.

હરજીવન નાહવા જા.

હજામ. હજામત કરી જઇશ ?

હા. જી. ઘડીક પછી આવીશ.

---

## પાઠ—૨૭. ળ.

હળ. બળદ. માળા. વાળી.

| | | | | |
|---|---|---|---|---|
| ફળ | વળી | દળ | બાળક | દાળીઆ |
| દાળ | ગળી | કાળા | કાગળ | પલાળી |
| વાળ | માળી | કાળી | વળાય | ચાળણી |
| ખાળ | જાળી | પીળા | કપાળ | હળદર |
| લાળ | થાળી | પીળી | આગળ | જામફળ |
| બળ | ચાળી | વાદળ | પાછળ | સીતાફળ |
| વળ | દળી | વાદળી | નીકળ | અજવાળી |

બા દાળભાત કરવા લાગી.
મામી થાળી ભરી ફળ લાવી.
ભાભી હળદર દળી આવી.
રમા હળદર ચાળવા લાગી.
હળદર ચાળી બાપા આગળ ગઈ.
બાપા કાગળ લખતા હતા.

## પાઠ—૨૮. ઝ.

ઝડપ.　　ઝાડ.　　ઝાઝી.

| | | | | |
|---|---|---|---|---|
| મઝા | ઝીણા | બાઝી | દાઝી | ઝગમગ |
| ઝાઝા | ઝીણી | બઝાડી | દઝાડી | |
| ઝાલી | ઝીલી | ઝાલર | ઝગઝગ | |

નાની બબલી બહાર રમવા જતી હતી.
પણ બરાબર ન ચાલી શકી.
આથી ચાલણગાડી લાવી આપી.
ચાલણગાડી ઝાલી ચાલવા લાગી.
ચાલણગાડીથી ચાલવાની ઝડપ આવી.
બબલી બહાર ઝાડ આગળ આવી.
ઝાડ આગળ રમણભાઇ રમતા હતા.
ભાઇ કાચના મણકાથી રમતાહતા.
બબલી પણ રમવા લાગી.
લીલા પીળા મણકા ઝગમગ ઝગમગ થતા હતા.
મણકાની રમત ઝાઝીવાર ચાલી.
બહાર રમવાની ઠીક મઝા પડી.

## પાઠ—૨૯. ટ. ઢ.

### આટ. પાટી. ટાઢ. દાઢી.

| | | | | |
|---|---|---|---|---|
| ઝટ | કઢી | ટાઢા | ઢગલા | ચપાટ |
| ચટ | ચાટી | ટાઢી | ઝાપટ | બટાટા |
| હાટ | ફાટી | દાઢી | માટલી | પાટલી |
| માટી | લીટા | કાઢી | ઝપાટા | ટકટક |
| વાટી | લીટી | વઢી | સપાટા | ઝટપટ |
| ખાટી | ટાઢ | ચપટી | ગપાટા | ફટાકડા |

ટાઢના દહાડા હતા.
સવારની ટાઢ ઘણી વાય.
હાથ પગ ટાઢા ટાઢા.
થરથરતી દાઢી.
ઝટપટ પરવારી સગડો લીધી.
સગડી આગળ તાપવાની મઝા હતી.
પણ જમવાની બરાબર મઝા ન પડી.
આજ કઢી કરી હતી.
પણ કઢી ઘણી ખાટી હતી.
વળી ઘણી તીખી હતી.
આજ કઢી ન ભાવી.

## પાઠ-૩૦. િ.

બિલાડી. નિશાળ. સિપાઈ.

| | | | | |
|---|---|---|---|---|
| નહિ | દિવાળી | વિજયા | રિવાજ | મણિભાઈ |
| કવિતા | સવિતા | વિમળા | પિતાજી | નિયમસર |
| હિસાબ | લલિતા | દિવસ | હરિલાલ | કવાયત |

મારા પિતાજી ગામ ગયા.
આજ ભાઇની નિશાળ દીઠી.
વિજયા કવિતા ગાતી હતી.
લલિતા હિસાબ શીખતી હતી.
મણિભાઇ કવાયત શીખતા હતા.
બીજા ઘણા કવાયત કરતા હતા.
બાળ સિપાઇની કવાયત મઝાની લાગી.
જાતજાતની ધજા ફરકતી હતી.
જાતજાતની કવાયત થતી હતી.
બધી કવાયત નિયમસર થતી હતી.
બીજી તરફ ઘણા જણ કસરત કરતા હતા.
કવાયત બરાબર કરવી.
કસરત-કવાયત વખતસર કરવી.
કસરત-કવાયત નિયમસર કરવી.

# સરળ બાળવાચન.

## ભાગ ૨.

---

### પાઠ—૧. કેરી.

એ. ૧ = એક. ૨ = બે. કેરી.

---

| | | | | |
|---|---|---|---|---|
| અ. એ | છ. છે | દ. દે | હ. હે | જ. જે |
| બ. બે | ત. તે | લ. લે | ક. કે | |

---

મારી પાસે બે કેરી છે.
એક કાચી છે ને બીજી પાકી છે.
કાચી કેરી લીલી છે.
પાકી કેરી પીળી છે.
કાચી કેરી કઠણ લાગે.
પાકી કેરી નરમ લાગે.
કાચી કેરી ખાટી લાગે.
પાકી કેરી મીઠી લાગે.
કેરી બધાને ભાવે છે.

---

એ
જે
છે
તે
લે
દે
બે
હુ

મને
તને
મારે
તારે
એને
કહે
ધરે
રહે

પેન
દેજે
લેશે
લખે
ગણે

ભણે
અરે
એમ
કરે

તેથી
ઢેલ
વાગે
પડે
રડે

ફરી
પાઠ
નેવી
માગે
બેન
આપે
ગમે

ખાશે
ભાવે
ધીમે
ચાવે
જમે
પેટ
ભરે

આઘે
પાસે
ગેડી
દડે
રમે
લડે

એને
વઢે

ઠેઠ
ચડે
કાપે
નીચે
હડે
પાડે

ઘેર
આવે
ખભે
ખેસ
રાખે
નમે
પગે
લાગે

કેડ
વળે
વાળે
એની
પેટી
લાવે
તેલ
વેચે

બાને
હેત
આવે
માટે
તેડે
રમાડે
બધાને
પીરસે
જમાડે

તપેલી
લાવજે
લેખણ
માગજે
આપશે
ખારેક
રેવડી
શેરડી
વેચશે
કેળ
કરેણ
બતાવશે

એમનો
ફાટેલી
પછેડી

ગમેતેમ
રખડે

તમારે
આપણે
તમને
અમારે
એમને
કહેજે
વછેરી
પછવાડે
ધીમેધીમે
ચાલશે

ખેતર
ખેડે
એમને
કેટલીક
વધારે
મહેનત
પડે છે

એવી
રીતે
જમશેદ
એદલજી
એરચશાહ

બધાને
બીજે
ઠેકાણે
રમાડશે

હુમરાજ
પાસથા
વલજી
નાળિયેર
લાવશે
બતાવશે

## પાઠ—૯.

| | | |
|---|---|---|
| ગુલાબ. | ફૂલ | ગ. ગુ. ગૂ |
| પુરી. | દૂધ | અ. ઉ. ઊ |
| | | ુ ૂ |

---

| | | | | |
|---|---|---|---|---|
| ભૂખ | રૂ. | રૂપાળી | ઉપર | ઊન |
| લાંડુ | રૂખીબા | જમરૂખ | ઉજમ | ઊઠ |

---

| | | | | |
|---|---|---|---|---|
| બહુ | મૂકે | કુકડા | યાદકરે | આડીઅવળી |
| ખીલે | સુરજ | બાપુજી | પરવારી | |
| પૂજા | ઊગે | કબુતર | રીતભાત | |
| સારૂ | તુલસી | ઉડાઉડ | કૂકરેકૂક | |

---

અમારા મનુભાઇ બધાથી નાના છે.
એ સવારે બહુ વહેલા ઊઠે છે.
ઊઠીને તરત જ ભગવાનને યાદ કરે.
બરાબર સારી રીતે એ દાતણ કરે છે.
દાતણ પાણીથી પરવારીને નાહી લે છે.
નાહીને પછી માબાપને પગે લાગે છે.

સવારે કુકડા કુકરેકૂક કરે.
કબુતર ફડફડાટ કરી મૂકે
ચકલી કાગડા વગેરે ઉડાઉડ કરે,
સુરજ ઊગવા લાગે,
અને વાડી ફૂલથી ખીલી રહે.
એ વખતે મનુભાઇ ફૂલ લેવા જાય.
બાપુજીને પૂજા સારૂ તુલસી અને ફૂલ લાવી આપે.
બા કહે તે કામ કરે.
પછી પાઠ લખવા બેસે.
પાઠ લખીને રમવા જાય.
જાતજાતની રમત રમે અને બીજાને રમાડે.
જેમ રમત રમાડે તેમ પાઠ પણ શીખવે.
રમી આવીને બા આપે તે ખાય.
ધીરે ધીરે ખૂબ ચાવીને ખાય.
શાક. પુરી અને દૂધથી રાજી રાજી થાય.
મનુની એકેય ચીજ આડીઅવળી દેખાય નહિ.
બધી ચીજને એ ઠેકાણે મૂકે.
મનુભાઇ વખતસર નિશાળે જાય.
બધા નિશાળીઆ ઉપર એ બહુ હેત રાખે છે.
મનુની રીતભાત મહેતાજીને બહુ ગમે છે.

---

જુ
જગુ
ભાનુ
બચુ
બટુ

---

ચુડી
કુચા
પુળા
જુદા
બાજુ
કાજુ
સુડી

---

સુખી
સુકી
વાળુ
ખુશી
છુટી
ભુકા
સાબુ

---

ભૂ
સૂ
મૂળ
મુળા
દુધી
મૂકી
ભૂખ

---

ફૂલી
ફૂટી
ભૂલ
સૂઝી
પૂછી
સૂતી
ચૂસે

---

મૂછ
બૂમ
કુવા
બરૂ
વારૂ

---

વરૂ
ઊઠી
ઊલ
ઉતારી
પુતળી
કુદાવી
કુલડી
ઉઘાડી

---

સુતારે
ખુરસી
સુધારી
ઉમર
લુહારે
કુહાડી
ઉપાડી

---

ધુપેલ
દુકાન
ઘુઘરા
કપુર

---

કબુલ
કુમાર
ગુલાબ
ગુલાબી
રૂમાલ
ઉડાડે
સુકાવે
ઊઠાડે

---

કુતરા
પુછડી
જુવાર
તુવેર
ઉખેડી
મૂકશે

---

જરૂર
મજુર
ખજુર
ઉતરડ
ઉતાવળી

---

નુકસાન
જદુભાઇ
ઉમેદરામ
માધુભાઇ
હનુભાઈ
જદુરામ
ધીરૂભાઇ
રૂડીબેન
કાળુભાઇ

---

કુસુમબેન
કુમુદબેન
બુલાખીદાસ
ગુલામઅલી
નૂરમહમદ
હુસેનભાઇ

---

મુસાભાઇ
ગફુરભાઇ
ચતુરભાઇ
ગુલબાઇ

# પાઠ—૩. રઘો પટેલ.

કુતરો. પોપટ. ઘોડો.

---

| | | |
|---|---|---|
| અ. એ. ઓ.<br>ે ો | પ. પે. પો. | ઘ. ઘે. ઘો. |

---

| | | | | |
|---|---|---|---|---|
| જો—તો. | વીરો | બીક | ખેડુત | દીકરીઓ |
| હોય | રૂપો | ચોર | ખેતરો | છોકરાઓ |
| રઘો | ભીમો | ક્રોસ | પાડોશી | સાથીઓ |
| મોટો | ભલો | ઢોર | રૂપાળો | મજબુત |
| રામો | નવો | જબરો | પાળેલો | આળસુ |

---

અમારા ગામનો પટેલ રઘો છે.
એને ઘણી વાડીઓ અને ખેતરો છે.
આઠ દસ ઢોર તો એને ઘેર હોય જ.
રામો, વીરો, રૂપો ને ભીમો એના છોકરા.
રૂડી અને રૂખી એના દીકરીઓ.
રઘો પટેલ બહુ ભલો છે.

જો એ કોઇ પણ સારી ચીજ લાવે,
તો પહેલી પાડોશીને આપે.
બીજાને દીધા પછી જ પોતે ખાય.
પટલાણી પણ એવી જ ભલી છે.
પટલાણીએ એક પોપટ પાળેલો છે.
એ પોપટ બહુ રૂપાળો છે.
પટેલના ઘર આગળ એક કુતરો બેસે છે.
કોઇ નવો માણસ આવે કે તરત એ ભસે છે.
કુતરાની બીકથી કોઇ ચોર આવી શકે નહિ.
પટેલ એક ઘોડો રાખે છે.
એ ઘોડો બહુ જબરો છે.
ઘોડે બેસી પટેલ ખેતરો ને વાડીઓ જોવા જાય.
છોકરાઓ સાથીઓ સાથે કામે લાગેલા હોય.
વાડીઓના કોસ કિચુડ કિચુડ થતા હોય.
બધી વાડીઓ લીલી છમ હોય.
એ જોઇને રંગા પટેલ રાજી રાજી થાય.
પટેલ અને છોકરા બહુ જબરા,
આખો દિવસ કામ, કામને કામ.
મહેનત કરનાર બહુ મજબુત હોય છે.
આળસ કરે તે ઢીલા ને નબળા પડે છે.



| | | | | | |
|---|---|---|---|---|---|
| છો | લોટ | મોર | જાગો | અમારો | રોટલો |
| પૂછો | ચોખા | આઘો | ચાલો | આપણો | ગોઠીઆ |
| ઊઠો | ચોળા | ઊભો | સોટી | વહાલો | સોપારી |
| બેસો | ગોળ | પાછો | આપો | છોકરો | મૂકજો |
| લખો | મીઠો | વાળો | દોડો | છોકરી | આવજો |
| ગણો | ખાટો | મોતી | ભાગો | ચોટલો | બેસજો |
| ભણો | ખારો | માગો | નાસો | ઓળશો | પૂછશો |

| | | | | | |
|---|---|---|---|---|---|
| પોથી | તીખો | ફોઇ | ફોડે | તમારો | ચોરણી |
| લાવો | તાજો | કોનો | તોડે | લખોટો | ધોતલી |
| ટોપી | ઝાઝો | નાનો | હોઠ | પાટલો | ઓઢણી |
| મૂકો | થોડો | કાકો | ડોક | ખાટલો | ડગલો |
| લોટો | તાણો | દાદો | ખભો | પાતળો | ઢગલો |
| ઘડો | જોર | માસો | ગોઠણ | વળેલો | લખોટી |
| ભરો | કરો | ફુઓ | બતાવો | ટોપલો | લાવજો |

| | | | | | |
|---|---|---|---|---|---|
| જુનો | ખાડો | મોચી | દડો | બપોર | કુકડો |
| નવો | ગાળો | પાછો | ડાબો | તડકો | કાગડો |
| ગોળા | ઢીલો | ભેગો | જમણો | ચોરસ | બકરો |
| લેવો | પોચો | થયો | ફેરવો | ઓછાડ | ગધેડો |
| દેવો | ગારો | આવો | ઉછાળો | સૂકવો | ચકલો |
| ટાઢો | કરો | કુવો | પછાડો | લીમડો | બિલાડો |
| ઊનો | ટાપો | જુઓ | રમાડો | પીપળો | ધુમાડો |

# પાઠ—૪. મીંડું કેમ વંચાય ?

| | | ૧૫=પંદર | | | |
|---|---|---|---|---|---|
| ઘંટ | ટંટો | | | વંતાક | શંભુભાઇ |
| ઘંટી | રંગ | | | મંડળી | વસંતરામ |
| ડંકા | કંઇ | | | મંદિર | ચંદુભાઇ |
| શંખ | કંકુ | અંગુઠો | પતંગ | શંકર | મંગુબેન |
| બંબો | સંપ | અંજીર | ચંદન | લંગડો | શિવશંકર |
| કંઠી | બંધ | અંબોડો | પંગત | મંગળજી | મંચરજી |
| ગંધ | અંદર | બંગડી | મંગલો | સંભારજો | ચંપકલાલ |

| | | ૫ = પાંચ | | | |
|---|---|---|---|---|---|
| આંખ | છાંયો | | | તાંબડી | સાંભળ |
| આંબો | ગાંઠ | | | અમારાં | પાંસરી |
| આંટા | છાંટા | | | તમારાં | ઢાંકણું |
| એનાં | બીજાં | દાંત | મોટાં | એમનાં | તાંબાનો |
| મારાં | ઘાંટો | ભાંગ્યા | જાંબુ | આપણાં | હાંડો |
| તારા | ચાંદો | બધાં | ધોળાં | કારેલાં | સાંકળ |
| ઝાઝા | વાંકી | બાંધી | ઘેટાં | કેટલાં | ચીભડાં |
| થોડાં | ઝાંપો | દીધાં | કાળાં | ગલકાં | માંડવા |
| પાંચ | બેઠાં | લીધાં | બકરાં | પાંદડાં | પતાસાં |
| પીળાં | ગાંડા | માંદી | લુગડાં | ગોદડાં | શાંતીબેન |
| પાનાં | ગાંડાં | ઘણા | કપડાં | વાંદરા | કપાળમાં |
| કાંટા | માંચી | થયાં | ઝીણાં | આંકડા | ચાંદલો |
| ખાડ | સાંધી | લાંબી | જીવડાં | કાંકરા | |

તું
છું
શું
ક્ષું
આણું
આખું

લઉં
દઉં
જઉં
મૂકું
પૂછું
કહું

વાંચું
લખું
ગણું
રમું
લડું
વઢું

ઊધી
ઊંડું
ટાઢું
ઊનું
ફરૂં

ચડું
પડું
રડું

ઘઉં
કાચું
પાકું
કેળું
મીઠું
ખાટું
ખારૂં
તીખું
એઠું
જુઠું

## મરચું

જાડું
લાંબું
ટુંકું
નીચું
આઘું
બેઠું

ફેંકું
લીધું
ભાંગું
વાઢું
પલાળું

ઢીલું
પોચું
નબળું
નવું
જુનું
વાળું
લીધું

સાચું
ખરૂં
ખોટું
ભલું
સારૂં
બધું
ઘણું
થોડું
ઓછું

અમારૂં
આપણું
નગારૂં

મારૂં
તારૂં
એનું
તાળું
કુંચી
મોઢું
માથું
ડોકું

સોનું
પીળું
રૂપું
ધોળું
તાંબું
રાતું
પાંદડું
લીલું
બકરૂં
કાળું

ઉંદર
વાંદરૂં
તમારૂં
વહાલું
કુતરૂં
સુંવાળું
પુંછડું

દોરડું
બારણું
અંધારૂં
અજવાળું

કડવું
કારેલું
એમનું
ઘાતીઉં
ટોપરૂં
પતાસું
ડુંગળી

**ચીંટી. ભેંસ. મોં.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઈંટ | લીંબુ | ટીંડોરાં | તેં | બેંચી | ભોંય |
| છીંટ | ભીંડા | શીંગડાં | મેં | રેંકડી | સોંપે |
| શીંગ | જીંડવાં | હિંમત | હેં ? | વહેંચે | હોંસ |
| આંહીં | રીંગણાં | કિંમત | અમે | ફેંકે | ઢોંગ |
| દહીં | ટીંગાડી | માનસીંગ | સંધી | પેંડા | ઢોંગી |
| હીંગ | પીંજારા | | તમે | બેબે | પહોંચે |

પાઠ—૫. નૌતમલાલ શેઠ.

**પૈડું. પૈસા. ૧૪=ચૌદ.**

| | | |
|---|---|---|
| અ. ઓ. ઐ. ઔ. | ચ. ચો. ચૈ. ચૌ. | ત. તો. તૈ. તૌ. |
| પ. પો. પૈ. પૌ. | ક. કો. કૈ. કૌ. | વ. વો. વૈ. વૌ. |

| | | | | |
|---|---|---|---|---|
| વૈદ | વૈતરા | છૈયાં | પૌચ્ચા | તૈયબઅલી |
| પૈડાં | તૈયાર | સૌ | ટૌકા | નૌતમલાલ |
| બૈરાં | ચાવૈચા. | ગૌરી | શેઠાણી | |

અમારા ગામના મોટા શેઠનું નામ નોતમલાલ છે.
શેઠાણીનું નામ કમળાગોરી છે.
એમની દીકરીનું નામ વિમળાગોરી છે.
અને દીકરાનું નામ ગોરીશંકર છે.
શેઠશેઠાણી બહુ ભલાં છે.
સોનાં છૈયાં છોકરાંને હેતથી બોલાવે.
પાડોશમાં કોઇ માંદું પડે, તો વૈદને બોલાવી લાવે.
વૈદ માંદાને બરાબર તપાસે, પછી દવા આપે.
વૈદને ઘેર વતરા દવા વાટીને તૈયાર કરે છે.
વતરા મહેનત કરીને પૈસા કમાય છે.
શેઠને બે ઘોડાગાડી છે.
મોટી ગાડી ચાર પૈડાંની છે.
નાની ગાડીને બે પૈડાં છે.
ગોરીશંકરને તૈયબઅલી સાથે બહુ બને છે.
રોજ અમે બધા સાથે રમવા જઇએ છીએ.
હમણાં પતંગ ઉડાડવાની બહુ મઝા પડે છે.
નોતમલાલને ભજન સાંભળવાં બહુ ગમે છે.
આજ રાતે એમને ઘેર ભજન થવાના છે.
ભજન ગાનાર ગવૈયાનું નામ સુરદાસ છે.
એ બહુ મઝાના ભજન ગાય છે.
ભજન સાંભળવા ઘણાં માણસો આવશે.
ભજન પુરાં થયા પછી દૂધ પોંઆ વહેંચાશે.

# પાઠ–૬. વસંત અને સવિતા.

શીદ | હડફેટ | મદદ | ફીકર | મુંઝાઇશ.

---

બેન સવિતા, હમણા તું નિશાળે કેમ નથી આવતી ?
વસંતભાઇ, મારી બા માંદી છે, માટે અવાતું નથી.
બેન, તારી બાને શું થયું છે ?
ભાઇ, મારી બાને બહુ તાવ આવે છે.
મારા ઘરમાં બીજું કોઇ નથી.
ઘરનું બધું કામ હું કરૂં છું.
વાહ ! બેન, એ તો બહુ સારૂં કહેવાય.
પણ તું કેમ રડતી હતી ?
ભાઇ, હું વૈદને ઘેરથી દવા લઇને આવતી હતી.
એવામાં હું ભેંસની હડફેટમાં આવી પડી ગઇ.
મને જરા વાગી ગયું ને દવાની શીશી ફુટી ગઇ.
હવે મારી બા દવા વગર શું કરશે ?
સવિતા બેન, કંઇ ફીકર નહિ, તું મુંઝાઇશ નહિ.
મારા બાપાએ રમકડું લેવા મને પૈસા દીધા છે.
ચાલ, એમાંથી આપણે નવી શીશી લઇએ.
વૈદને ઘેર જઇ બીજી દવા લઇશું.

પછી હું તને તારી બા પાસે મૂકવા આવીશ.
વસંતભાઇ, એટલી બધી મહેનત તમને શા માટે આપવી ?
સવિતાબેન, એમાં મહેનત શેની ?
ચાલો. દવા લઇને ઘેર જઇએ.

---

## પાઠ—૭. પોપટ.

ચાંચ. પાંખો. કાંઠલો. પાંજરૂં. સુંદર.

---

મારે ઘેર પાંજરૂં છે, એમાં પોપટ છે.
બચુભાઈ મારી સાથે આવ, તો હું તને બતાવું.
જો, આ કેવો સુંદર પોપટ છે ?
એનો રંગ લીલો છે.
પણ આ રાતું રાતું શું છે ?
એ એની ચાંચ છે.
ચાંચ શા કામમાં આવે ?
ચાંચ વડે પોપટ ખાય છે.
એ શું ખાય છે ?
કેરી, જામફળ, કેળાં, દાડમ, સીતાફળ, બોર વગેરે ફળ એ ખાય છે.

મરચાં તો એને બહુ જ ભાવે.
એની ડોકે આ કાળું કાળું શું છે ?
એ પોપટનો કાંઠલો કહેવાય.
એ પેલો બીજો પોપટ ઝાડ પર ઊડે છે.
એ કેવી રીતે ઊડતો હશે ?
પોપટને બે પાંખો છે.
એનાથી એ ઊડે છે.
સાંભળ, પોપટ કેવું બોલે છે ?
વાહ ! એ તો બહુ મીઠું મીઠું બોલે છે.
માટે સૌ એને પાળે છે.

---

## પાઠ—૮. પોપટનું ગીત.

| | | | |
|---|---|---|---|
| વન | લેશ | તોલ | મધુર. |
| ડાળ | ચાંચ | વાણી | હેતભાવ. |

---

( પદ. ધનાશ્રીનો રાગ. )

મધુર વાણી સંભળાવ,
પોપટ તું મધુર વાણી સંભળાવ. ટેક
સુંદર લીલો રંગ મઝાનો,
સુંદર રાતી ચાંચ. પોપટ તું

વનવાડીનાં ઝાડે ઉડતાં,
લેશ ન આવે થાક. પોપટ તું૦
મારી સાથે હેત કરીને,
બોલો મીઠા બોલ. પોપટ તું૦
મીઠા તારા રામ નામને,
કોઈ ન આવે તોલ. પોપટ તું૦
તારા જેવી મીઠી વાણી,
દો અમને ભગવાન. પોપટ તું૦
સૌની સાથે હેત ભાવથી,
રાખો હે ભગવાન. પોપટ તું૦

---

## પાઠ—૯. બિલાડીની વાત.

બચોળીઆં | સંતાઈ | જવાબ | શિખામણ | સંભાળો.

---

એક બિલાડી હતી.
એને બે બચોળીઆં હતાં.
બચોળીઆં બહુ રૂપાળાં હતાં.
બિલાડી એમને ઘેરઘેર ફેરવતી.
એક દિવસ એ મારે ઘેર આવી.

વારા ફરતી એકેક બચોળીઉં લાવી.
એમને વંટી પાંછળ સંતાડી દીધાં.
પછી ઘરમાં બધે ફરવા મંડી.
એક ખુણામાં ઉંદરનું દર હતું.
એમાં ઘણા ઉંદર રહેતા હતા.
દર પાસે એ ડાહી થઇને બેસી ગઇ.
ઉંદર જાણી ગયા કે બિલાડી આવી છે.
એકેય ઉંદર બહાર આવે નહિ.
બધા દરમાં જ સંતાઇ બેઠા.
પછી બિલાડી તેમને બોલાવવા મંડી.
ઉંદરભાઇ, ઉંદરભાઇ, બહાર તો આવો.
હું તમારી બેન થાઉં છું.
હું તમને મળવા આવી છું.
મારાં બચોળીઆંને સાથે લાવી છું.
તમે મને વહાલા લાગો છો, માટે બોલાવું છું.
બચોળીઆંને ઉંદર મામા જોડે રમવું છે.
આપણે બધાં સાથે રમશું.
રમવાની ખૂબ મઝા પડશે.

કેમ આવતા નથી ?
શું આ બેન તમને નથી ગમતી ?
જવાબ પણુ કેમ દેતા નથી ?
એક ઉંદરે દરમાં બેઠાં બેઠાં જવાબ દીધો.
સાંભળો બેન. અમારે તમારી સાથે રમવું નથી.
એક દહાડા તમારા જેવી બેન આવી હતી.
મારા ભાઇઓ એને મળવા ગયા હતા.
પણુ એ તો ગયા તે ગયા જ.
પાછા દેખાયા જ નહિ.
માટે જાઓ બેન, તમારે ઘેર જાઓ.
ફરીથી અહીં આવશો નહિ.
તમે મને ભાઇ કહીને બોલાવો છો.
માટે તમને સારી શિખામણુ આપું છું.
અહીં નજીકમાં મોટો બિલાડો રહે છે.
માટે ઝટ જાઓ ને બચોળીઆંને સંભાળો.
નહિ તો બિલાડો બચોળીઆંને મારી નાખશે.

---

# પાઠ–૧૦. ખેતરની મઝા.

**સાંઠા. ડુંડાં. પોંક. કુણીકુણી. કોઠીબડાં.**

---

આજ અમારા મહેતાજી અમને ફરવા લઇ ગયા હતા.
ફરતાં ફરતા ખેતરોમાં ગયા.
એક ખેતરમાં જુવાર વાવેલી હતી.
બીજા ખેતરમાં બાજરી વાવેલી હતી.
એ બેઉ ખેતર રામા પટેલનાં હતાં.
જુવાર બાજરીના સાંઠા અમારાથી વધારે ઊંચા હતા.
બાજરીનાં ડુંડાં લાંબાં લાંબાં હતાં.
રામા પટેલે અમને થોડાં ડુંડાં દીધાં.
એ ડુંડાંનો પોંક પાડી સૌએ ખાધો.
એ પોંક બહુ મીઠો હતો.
બાજરી સાથે થોડા મગના છોડ હતા.
મગની કુણીકુણી શીંગો અમે ચાખી.
એક ખેતરમાં તલ વાવેલા હતા.
તલની બાજુમાં કપાસનું ખેતર હતું.
કપાસના છોડને વણ કહે છે.
વણનાં ફૂલ બહુ સુંદર લાગતાં હતાં.
ખેતરોમાં કોઠીબડાં કે ચીભડીના વેલા હતા.
નાની નાની ચીભડીઓ બહુ રૂપાળી હતી.
કેટલીક ચીભડીઓ કડવી ને કેટલીક ખટમીઠી હતી.
ખટમીઠી ચીભડીઓ અમે ખાધી.

---

# પાઠ—૧૧: કોઠીબડાંનું ગીત.

## લંબગોળ. રંગબેરંગી. ઉછાળી. બરડુક.

---

( કટાવ )

ઘણીક ચીભડી, આજે દીઠડી,
ઘણીક. વેલેવેલે દીઠડી;
લંબગોળને, રંગબેરંગી,
ગોળગોળને, ભાત મઝાની.
ધીરેધીરે, હલકે હલતી.
અમ સાથે. જાણે બાકુ હસતી;
આવો આવો, બાળક આવો,
ખૂબ મઝાથી. ચાલી આવો.
એકએકને. પકડી ઝટપટ.
વેલેથી તોડી લો ચટપટ;
ખૂબ ઉછાળી. ખૂબ રમાડી,
ખૂબ હસાવી, ખેલો ઝટપટ.
ખૂબ ઉછાળી; ખૂબ રમાડી;
ખાટી મીઠી, ખાધી ચીભડી;
કડવી ફેંકી દઇને મીંડડી,
બરડુક બરડુક ખાધી ચીભડી.

---

## પાઠ—૧૨. કમળા અને લલિતા.

ગંદી. ડીલ. મેલ. ગંધાય.

---

બેન કમળા, તું કેમ રડે છે ?
આ બધી છોકરીઓ રમે છે,
પણ મને કોઇ રમાડતું નથી.
કમુ, એ બધાં તને શું કહે છે ?
એ બધાં કહે છે કે કમુ ગંદી છે.
ગંદી છોડીને અમે નહિ રમાડીએ.
બેન કમુ, મારી પાસે આવ.
હું જોઉં કે તું કેવી ગંદી છે ?
અરે કમુ ! તારે આખે ડીલે કેટલો બધો મેલ છે
શું, તું રોજ નાહતી નથી ?
તારા નખ કેવા મોટા છે ?
જો, નખમાં કેટલો બધો મેલ છે ?
ખાતી વખતે એ મેલ પેટમાં ન જાય ?
તારાં લુગડાં પણ મેલાં છે !
અરે ! તારું માથું પણ ગંધાય છે !

ખરેખર, તારા જેવી ગંદી છોકરીને કોઇ રમાડેજ નહિ.
લલિતા બેન, હવે હું કદી ગંદી નહિ રહું.
મારી બા, અને તમે કહેશો તેમ ચાલીશ.
વાહ ! કમળા ! જો તું એવી સારી થઇશ તો જરૂર
બધાં તને રમાડશે.
ચાલ, આજ હું એકલી તને રમાડીશ.
પણ હવેથી ગંદી રહીશ મા.

---

## પાઠ–૧૩. ગાય. ભાગ–૧.

## ટીલું. બચાવ. લાત. સામીથાય. ઝુમખો.

---

મારે ઘેર રાતી ગાય છે.
કોઇ ગાય કાળી હોય.
કોઇ ધોળી પણ હોય.
મારી ગાયની વાછરડી બહુ સુંદર છે.
એના કપાળમાં ધોળું ટીલું છે.
જયાબેન, મારી સાથે આવ. હું તને બતાવું.
જો બેન, આ ગાય, આ એની વાછરડી.
બેન, ગાય કેવી રીતે ખાય ?

ભાઈ, એ તમે મને બતાવો.
બેન, સામેથી થોડું ઘાસ લાવી, ગાય આગળ નાખ.
હવે જો, એ કેવી રીતે ખાય છે ?
ભાઈ, આ તો ડોક નીચી કરીને ઘાસ ખાવા લાગી!
એ હોઠથી ઘાસ ઉપાડીને કેવું ખાય છે !
ગાયના ડીલ ઉપર માખીઓ બેઠી છે.
હવે જો, એ કેવી રીતે ઉડાડે છે ?
ભાઈ, એ તો પુછડા વડે ઉડાડી મૂકે છે.
બેન, ગાયનું પુછડું તું તપાસી જો.
ભાઈ આતો બહુ લાંબું છે, ને છેડે વાળનો ઝુમખો છે.
જો બેન, ગાયના માથા ઉપર માખીઓ બેઠી છે.
એ માખીઓ તે કેવી રીતે ઉડાડે છે ?
ભાઈ, એતો કાન હલાવીને ઉડાડી મૂકે છે.
પુછડાથી માખીઓ કેમ ન ઉડાડી ?
પુછડું ત્યાં સુધી પહોંચી શકતું નથી માટે.
ગાયને કોઈ મારવા જાય તો એ શું કરતી હશે ?
ભાઈ, એ વખતે સામી થઈને શીંગડાં મારે છે.
કોઈવાર લાત પણ મારે છે.
બેન, ગાયની આંખો ને નાક આવડાં મોટાં કેમ ?
જેવું મોટું એનું શરીર, એવાં મોટાં એનાં નાક કાન.

---

## પાઠ—૧૪. ગાય. ભાગ—૨.

| | | | |
|---|---|---|---|
| તળીઆં | આંચળ | હવાડો | પાર નથી. |
| વહાલ | દોહવા | ચરવા | કાંટા કાંકરા. |

---

બેન, હવે ગાયના પગનાં તળીઆં આગળ જો.

ભાઈ, આ તો તળીઆંમાં મોટો ફાટ જેવું દેખાય છે.

જાણે બે મોટા નખ ન હોય !

જયાબેન, એ ગાયની ખરી કહેવાય.

ભેંસ, બળદ, પાડા, બકરાં અને ઘેટાંને પગે પણ આવી જ ખરી હોય છે.

હવાડે ઢોર પાણી પીવા આવે, તે વખતે તું એમની ખરીઓ જોજે.

બેન, ગાયની ખરીને અડી જો, તે કેવી લાગે છે ?

ભાઇ, આ તો બહુ કઠણ છે.

ખરીઓ આટલી બધી કઠણ કેમ હશે ?

ભાઇ, તે મને ખબર નથી, તમે કહો.

બેન, ગાયને કાંટા કાંકરા વાળી જમીનમાં ચરવા જવું પડે.

એ વખતે વાગે નહિ માટે એનાં તળીઆં ભગવાને
કઠણ કરેલાં છે.
ભગવાનની દયાનો પાર નથી.
ગાયને ચાર આંચળ છે.
એમાં દૂધ ભરેલું છે.
એ મારી બા દૂધ દોહવા આવી.
બાએ વાછરડીને છોડી મૂકી.
એ, વાછરડી ગાયને કેવી ધાવે છે !
અને ગાય વાછરડીને કેવી ચાટે છે !
ભાઈ, એ શા માટે ચાટતી હશે ?
એને વાછરડી ઉપર વહાલ આવે છે માટે.
એ, બા દૂધ દોહવા લાગી.
લે, બેન, થોડું દૂધ તું પી.
ગાયનું દૂધ બહુ મીઠું લાગે છે.
દૂધમાંથી દહીં, છાશ, માખણ ને ઘી બને છે.
બરફી, પેંડા પણ દૂધના માવામાંથી બનાવાય છે.

# પાઠ-૧૫. વાડીની મઝા.




રઘા પટેલની વાડી.

| | | | |
|---|---|---|---|
| નરી | નીક | મોગરો | |
| ચંપો | વાટે | ચંપેલી | જોડેલા |
| ખુણો | જુઈ | સુગંધ | |

કાલ અમે રઘા પટેલની વાડીએ ફરવા ગયા હતા.
વાડીની ફરતી ચારે બાજુએ વાડ છે.
ચાર ખુણે ચાર આંબાનાં ઝાડ છે.
એક આંબા પાસે કુવો છે.
કોસવડે કુવાનું પાણી બહાર કઢાય છે.
નીકવાટે એ પાણી આખી વાડીમાં જાય છે.

કોસે જોડેલા એક બળદ જબરા હતા.
વાડીના વચલા ભાગમાં ચંપો છે.
એ ઠેકાણેથી વાડીના ચાર સરખા ભાગ કરેલા.
એક ભાગમાં જુદાં જુદાં શાક છે.
બીજા ભાગમાં જામફળ, સીતાફળ, દાડમ ને પોપૈયા છે.
એક ભાગમાં નરી કેળો જ છે.
કેળનાં પાંદડાં બહુ મોટાં ને સુંદર લાગે છે.
કેટલીક કેળો ઉપર કેળાંનો લૂમો લટકતી હતી.
કેળોની પડખેના ભાગમાં ફૂલના છોડ છે.
પટેલે અમને ઘણાં ફળ ખાવા દીધાં.
ફૂલના છોડ આગળ બેસી એ ફળ ખાધાં.
બધાં ફળ બહુ જ મીઠાં હતાં.
મોગરાના છોડ ઉપર બહુ ફૂલ હતાં.
કરેણ અને ગુલાબનાં ફૂલ ઘણાં હતાં.
કોઇ કરેણનાં ફૂલ ધોળાં ને કોઇનાં પીળાં હતાં.
ઘણી કરેણનાં ફૂલ રાતાં ને ગુલાબી હતાં.
સવારે ને સાંજે પટેલ મંદિરે ફૂલ મોકલે છે.
ચંપો, ચંપેલી અને જુઇનાં ફૂલ સારાં હતાં.
ગુલાબ અને મોગરાથી અમે બહુ ખુશી થયા.
એ ફૂલ સૌ કરતાં વધારે સુંદર છે.
એમની સુગંધ પણ સૌથી વધારે.

---

# પાઠ—૧૬. ભગવાનનું ભજન.

વિભુ|અપરંપાર|અપાર|પાલનહાર|સુમતિ

---

( રાગ કલ્યાણ )

નમન, નમન, નમન, વિભુ તને નમન,
નમન, નમન, વિભુ તને, સદા નમન, નમન. ટેક

આકાશે સુરજ ચાંદાને, તારા અપરંપાર,
એ સૌ તારા ગુણ બતાવી, આપે સુખ અપાર.
નમન, નમન, નમન—

ધરતી ઉપર ભાંત ભાતની, શોભા અપરંપાર,
દયા કરીને દીધી અમને, દેવા સુખ અપાર.
નમન, નમન, નમન—

પિતા એક તું આખા જગનો, સાચો પાલનહાર,
દયા કરીને દેવ બધાંને, સુમતિ દેજો સાર.
નમન, નમન, નમન.—

---

સમાપ્ત

## અક્ષર માળા.

અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ,

એ, ઐ, ઓ, ઔ અં, અઃ

---

ક ખ ગ ઘ ઙ

ચ છ જ ઝ ઞ

ટ ઠ ડ ઢ ણ

ત થ દ ધ ન

પ ફ બ ભ મ

ય ર લ વ શ

ષ સ હ ળ ક્ષ

જ્ઞ

ક, કા, કિ, કી, કુ, કૂ, કે, કૈ, કો, કૌ, કં, કઃ

આમાંના ઋ, અઃ, ષ, ક્ષ અને જ્ઞ નો ઉપયોગ તમે પહેલી ચોપડીમાં શીખશો, અને ઙ. ઞ મોટા થશો પછી શીખશો.

---